

વિવિધ કાવ્યમાળા

પુસ્તક ૨ જું

સંગિત.

# કુરબાનીની કહાણી.

અમદાવાદ-પ્રજાપ્રિય પ્રાથમિક કેળવણી મંડળની શાળા નં. ૪ ના લાભાર્થે

રચનાર,
ભટ્ટ સત્યનારાયણ હરિલાલ.
૩૮૬૪ રૂપાલવારની પોળ. જમાલપુર—અમદાવાદ.

પ્રકાશક.—પટેલ છોટાલાલ નારણદાસ.
હેડમાસ્તર—પ્રજાપ્રિય પ્રાથમિક કેળવણી મંડળના
શાળા નંબર ૪ જમાલપુર—અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. સંવત ૧૯૮૦ પ્રત ૧૫૦૦.

કીંમત ૦-૧-૩.

અમદાવાદ—પીરમશા રોડ ઉપર આવેલા ધી નિર્મળ પ્રિ. પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

ओ३म्.

# કુરબાનીની કહાણી.



## —મુદ્રાલેખ:—

હું મારી માતૃભૂમિને માટે—તેના દુઃખ નિવારણને માટે સર્વ પ્રકારનાં કષ્ટ સહન કરવાને તૈયાર છું. તે કષ્ટ ચાહે ત્યાંથી આવે અને ચાહે તેટલાં આવે તેની મને ચિંતા નથી.

યજુર્વેદ.



## —ભારતનાં સંતાનોને—

રાગ સવૈયા.

મધુર ગીતડાં ધવલ ઉદયનાં, આજ શ્રવણપથ અહીં થાતાં;
નવયુગજોમે નુતન જીવનમય, પુનરૂત્થાને સહુ જાતાં.
સ્વરાજ્યવાદી સહોદરો સહુ, યજ્ઞ અનેરા આદરજો;
તન મન ધન નિજ દેશ હિતમાં, સ્વધર્મ સમજી વાપરજો. ૧

સ્વરાજ્ય જો મેળવવું છે તો, કોણ વિધિથી એ આણો;
"અડગ ધૈર્યથી આગળ ધપવું" એક ધ્યેય આજે જાણો.
તત્પર છો શું ત્યાગી દેવા, વૃત્તિ આંતર સ્વારથની;
વિણ થાકે નિજ કમર કસીને, સેવા કરવા ભારતની ? ૨

સજ્જ થયા છો સર્વ રીતે શું, સ્વરાજ્યના સાધુ બનવા ?
જીભ જોરે જગ જીતવા ઇચ્છો, એ ખેલો તો કાયરના.
બહુ જીભ જોરે જગત ઝઝુમે, નહિ લીલું કાંઇ વળવાનું;
કામ કર્યા વિણ કર્મવીર કહે, સ્વરાજ્ય છે ના મળવાનું. ૩

લુખી જીભે ગીતાજી ભણતાં, મોક્ષ સમીપ જયમ ના આવે;
સ્વર્ગ નથી શુકવાદી સારૂ, સ્વરાજ્યને તે નહિ લાવે.
કર્મવીરને જગત ઝુકશે, મોં માગ્યું મળશે આગે;
કર્મ પરાયણ બનો બંધુઓ, વિજય દુંદુભી ઝટ વાગે. ૪

પ્રજા જીવનનાં પવિત્ર ચિત્રો, ઈતિહાસે ચિતરેલાં છે;
સ્વાત્માર્પણના પ્રચંડ યજ્ઞે, કરી યાહોમ ઝુકેલાં જે.
ગૌરવગર્જન અમેરિકનનાં, હજુએ કયાં વિસરીયાં છે;
વીરત્વશાળી સટેક ભોગો, કદીએ કાને પડીયા છે. ૫

ગગન ભેદી જવાળા મુખ જેવાં, હૃદય એમનાં ઉછળ્યાં'તાં;
હલકટ ઇચ્છા ભસ્મ કરી સહુ, દેશ ભક્તિમાં ડુલ્યાં'તાં.
નિત નિત ખિલતાં કળા હુન્નરો, દેશોદયના દ્રવ્ય સમાન;
મન લલચાવક માલ વિદેશી, અવનતિકારક માન્યો મહાન. ૬

મન નિર્બળતા ઢાંકી દેવા, ક્ષુદ્રવાદ નવ કીધા'તા;
ભક્તિ ઝરતા આત્મજ્ઞાનમાં, મન છળ છોડી દીધા'તા.
ધન્ય ધન્ય એ અમેરિકનને, સ્વાર્થ સકળ નિજ હોમ્યા'તા;
સ્વતંત્રતા મેળવવા મથતાં, દશ દિગપાળો ડોલ્યા'તા. ૭

વ્યર્થ દંભના હલકટ ઠાઠો, સહુ ઝટ અળગા કીધા'તા;
ભિષ્મ પ્રતિજ્ઞાના ભડભાગથી, માલ સ્વદેશી લીધા'તા.
દેશી માલ મળ્યા નહિ સારા, તોય વિદેશી બાળ્યા'તા;
કાયર થઈ પાછુ નવ ભાળ્યું, ટેક કરેલા પાળ્યા'તા. ૮

આત્મ કચડતી પરબેડીના, લાંછનથી લજવાતા'તા;
સિંહ ઘોષથી વીરજન ગાજ્યા, મરતાં ના કચવાતા'તા.
કોમળતા મોટાઈ મુકી દઇ, સ્વમાન મોઘાં જાણ્યાં'તાં;
પરઆશે ઝુલનારાં જીવન, શ્વાન સમાં પરમાણ્યાં'તાં. ૯

વિઘ્ન વાદળાં બહુ ઘેરાયાં, તોય નહિ ગભરાયા'તા;
જયમ જયમ વાદળ વધતાં ચાલ્યાં, ત્યમ ત્યમ બહુ હરખાયા'તા.
લાખો સુર્ય સમા સહુ ઝળકયા, દઢ સંયમના જોરેથી;
વાદળ ત્રુટી ઉડી ગયાં ને, સ્વરાજ્ય આવ્યું ખોળેજી. ૧૦

હિંદ બાળ મમ ભાંડુ ભોળાં, નવ ઉત્સાહ ભરો ઉરમાંય;
આવો તપ આદરીએ આપણુ, સ્વમાન રક્ષા કરવા આંય.
જીવન સત્વ ચુશી લેનારા, માલ વિદેશીને તજીએ;
સ્વદેશ હિતકર હુન્નર વાધે, સાધન એવાં સહુ સજીએ. ૧૧

વિશ્વ સકળમાં વિરત્વશાળી, જુઓ કર્યું શું જાપાને;
બળ મદ ઉદ્ધત ગોરાઓના, તોર ઉતાર્યા બહુ જેણે.
ત્યાં પણ રાજ્ય કુંડાળાં આવાં, હતાં વિવિધ આપણુ જેવાં;
મહિ મહિ દ્વેષી કાપા કાપી, હતાં ભૂલાવે જગ તેવાં. ૧૨

તદપિ ભય વાદળને જોતાં, સ્વાર્થ વ્યસન ખંખેર્યાં'તાં;
દેશભક્તિની મસ્ત ધૂનમાં, સ્નેહ કવચશાં પહેર્યાં'તાં.
ધન્ય ધન્ય હે વીર જાપાની ! શૂરવીર ત્યાગો કીધા'તા;
એક ઝાઝ ગોરાનુ નીરખી, અદભૂત બોધો લીધા'તા. ૧૩

દેશ વિનાશક વેર ખસેડી, સટેક સરવે સંપ્યા'તા;
દમામ દેખી દુશ્મન ડરીયા, દિલમાં ગોરા કંપ્યા'તા.
દેશભક્ત ગરવા નિજ ગૌરવ, જાળવવાને લડતા'તા;
પરદેશીની કુમક ન માગી, અડગ ઐકય જાળવતા'તા. ૧૪

ઉલ્ટુ લડતા સરદારોએ, રાજ્ય લોભ નવ રાખ્યા'તા;
દેશ પ્રેમમાં ગર્વ તજીને, મુખી 'મીકાડો" સ્થાપ્યા'તા.
સમગ્રહીતમાં નિજહીત માની. જગને વિસ્મય કીધુ'તું;
ધન્ય ધન્ય એ દેશ ભક્તિને, તન મન ધન ત્યાં દીધુ'તું. ૧૫

પ્રથમ ચીનને મ્હાત કરીને, જગનાં નયન ઉઘાડયાં'તાં;
અર્ધ સદીમાં ગરૂડ વેગે, ઉન્નતિ શ્રૃંગ ઉજાળ્યાં'તાં.
ગોરાઓ દ્વેષે બહુ દાઝયા, દેખીને બળ તેનુ ત્યાં;
થન ગન થન ગન રૂશિયા કુધ્યુ, બહુ મોટી સામગ્રી જ્યાં. ૧૬

યુરોપ જેનાથી થર થરતુ, તે રૂશિયા સામે ધાયુ;
જગતે જાણ્યુ જપાનીઓનું, હવે મોત નિશ્ચે આવ્યું.
સમજ્યા નહિ કો સ્વાર્થત્યાગની, સમર્થ તારક શક્તિને;
પ્રભુના ઘરનું અસ્ત્ર અનુપમ, મળ્યું બળે સદ્‌ભક્તિને. ૧૭

મહા તપ જોરે જેના હાથે, આ ભડ શક્તિ રમતી'તી;
ગર્વ અન્ધના પશુ બળની ના, જરી ગણુત્રી દીસતી'તી.
રણુવાદ્યોના પ્રેરક સુરે, જાપાની દળ પ્રજળ્યાં'તાં;
વીર નયન તલવારો ચમકી, હૈયાં હરખે ઉછળ્યાં'તાં. ૧૮

કાયરતા કોઈએ નવ દાખી, મંગળ ગીતે નાચ્યાં'તાં;
પુંઠ બતાવી કો નવ નાઠા, વીરતાથી સૌ રાચ્યાં'તાં.
"સ્વદેશ હિતમાં જીવન અર્પવું", ઉત્તમ સેવા માની'તી;
હરીફાઈમાં ઉતર્યા હોંશે, અમુલ્ય તક એ જાણી'તી. ૧૯

ન્હાનાં મોટાં ગરીબ તવંગર, સૌ ઝુકયાં'તાં મેદાને;
હસ્તે મુખડે ઘાવ ઝીલ્યા બહુ, રણમાં શુરવીર જાપાને.'
વિરાંગનાએ તેજ કટાક્ષે, નરને શૌર્ય ચઢાવ્યાં'તાં;
અરિ વિદારક પ્રભુ શક્તિનાં, પ્રચંડ રૂપ બતાવ્યાં'તાં. ૨૦

દિવ્ય અનલ નયને પ્રગટાવી, યુદ્ધ નાદ લલકાર્યા'તા;
દેશી બાંધવ દેવ બનાવી, દાનવ દુષ્ટ વિદાર્યા'તા.
કંઈક સ્ત્રીઓએ યુદ્ધ ફંડમાં, અલંકાર નિજ નાંખ્યા'તાં;
કંઈકે તો શિર કેશ ઉતારી, તોપ ખેંચવા આપ્યા'તા. ૨૧

કંઈક સ્ત્રીયો થઈ દેવ દૂતશી, સેવા કરવા ઘાયલની;
દેશ કાજ માતાઓ દોડી, તજી પ્રીત નિજ બાલકની.
કારાગ્રહથી કુધા કેદીઓ, સ્વદેશ હિતમાં જીવ દેવા;
શુદ્ધ હૃદયથી આતુર બનીયા, સ્વદેશની કરવા સેવા. ૨૨

ઘોડાપુરના રણ ઘુઘવાટે, દુશ્મન સામે સહુ ધાયા;
ભયથી રશિયન ધરણી ઢળીયા, સ્તબ્ધ બનીને સપડાયા.
રશિયાએ તો રમત ગણી'તી, જાપાનીને સંહરવા;
હલકટ ફાંકો બહુ રાખ્યો'તો, ગોરાઓએ જય કરવા. ૨૩

સુસવાટી વંટોળા સમ સહુ, જાપાની વીર ઝુકયા'તા;
દંભ બધાયે ગોરાજનના, રજકણ ઘર સમ ચુંથ્યા'તા.
સૂર્ય વાવટો ફરકાવીને, સૂર "બંઝાઈ" વગાડયાં'તાં;
જગમાંના સહુ અન્ય દેશને, જાપાનેજ જગાડયા'તા. ૨૪

નિરાશ તામસ ઘટ અંધારાં, સરળ રીતથી સરકયાં'તાં;
નવજીવન ઉત્પાદક રોજે, જુના ખંડ શાં ઝળકયાં'તાં.
હીંદવાસીઓ હિંમત છે શું ? જાપાની જેવા બનવા;
દેશ વિનાશક સ્વાર્થ બધોએ, અરિગણી અળગો કરવા. ૨૫

રાગદ્વેષને વેર અનલ સહુ, સ્નેહે શાંતજ કરવાને;
વિશાળ હૃદયે પ્રેમ ભરી છે, હિંમત યજ્ઞ ઉજવવાને ?
સ્ફટિક ભાવ કર્તવ્યે દાખી, દેશ કાજ શિર ધરવાને;
તત્પર છો શું ભારતવાસી, હેતે આગળ પડવાને. ૨૬

નયન ઉંચકી જુઓ ભાંડુઓ, યુરોપના વાવ્યજ ખુણે;
જીવન્ત જલધિ કોટે રક્ષિત, નિહાળશો ત્યાં ટાપુને.
પરદુખ ભંજન હિંદ ભૂમિપર, નિશાન જેનાં ફરકે છે;
સ્વરાજ્ય લેવા તેની સાથે, મથતાં હૈયુ હરખે છે. ૨૭

ભૂતકાળમાં ભોગ દીધા શા, તપ કીધાં શાં ઈંગ્લાંડે;
પ્રજા જીવનને પ્રફુલ્લ કરવા, જોખમ બહુ ખેડયાં એણે.
"બ્રિટન કદી ગુલામ ન બનશે" રાષ્ટ્રગાન સૌ ત્યાં ગાતા;
સ્વમાન જાળવવાને ખાતર, મોત થકી ના ગભરાતા. ૨૮

આંગ્લદેશની ઝળહળ જ્યોતી, તવારિખમાં હસતી છે;
પરાધિન બે હાલ પ્રજાની, ભ્રમણાઓ દુર કરતી જે.
શાંત હૃદયના દૃઢ નિશ્ચયથી, સંકટ કયમ સંહરવાંતે;
રાજ્ય બાજીના કપરા પાઠો, ઈંગ્લાંડે શિખવેલા છે. ૨૯

છેલ્લા જર્મન યુદ્ધ સમે પણ, ઉભા મોખરે આનંદે;
ભેદ રહિત સહુ લસ બસ બનિયા, દેશભક્તિના ઉછરંગે.
જગતે જાણ્યું વેપારી જન, સમરાંગણમાં શું લડશે;
છળ બળથી સત્તા ભોગવતા, આંગ્લજનો હારી પડશે. ૩૦

લોક કહે નૌકા બળ મોટું, છતાં ભૂમિપર શું ચાલે;
જર્મનદળ શું ભેટો કરતાં, અંગ્રેજો નિશ્ચે હારે.
હાર ખાઈ જીવવું ઈંગ્લાંડે, ધૂળ સમું પરમાણ્યું'તું;
ભાવિજનની આશિષ લેવા, રણ યજ્ઞે મન માન્યું'તું. ૩૧

અણુધારી આહુતિ આપી, એક એકથી ચઢીયાતી;
અદભૂત યોજક શક્તિ દાખી, ઉભા રહ્યા સામી છાતી.
પાંચ ક્રોડની વસ્તિમાંથી, અગણિત યોગી ઝળકયા'તા;
આંગ્લ ભૂમિની કુખ દિપવવા, પ્રાણ ત્યાગતાં હરખ્યા'તા. ૩૨

ધન્ય ધન્ય છે આંગ્લભૂમિ, તુજ પ્રગટ થયાં છે વીર સંતાન;
ભારત આરત કેમ બન્યુ છે? તેત્રીસ કોટી સુત નાદાન.
ઉચ્ચ આશ ધરનારા વીરા, સ્વરાજ્ય જો સાચુ માગો;
આંગ્લજનો સમ ઐકય કેળવો, અંત્યજનો છોછજ ત્યાગો. ૩૩

દૃઢ નિશ્ચયથી સ્વાર્થ ત્યાગીને, આપણ સહુ મથશું જ્યારે;
ત્રાસ બધાયે ટળી જશે ને, સ્વરાજ્ય પણ મળશે ત્યારે.
સત્ય–અહિંસા–પ્રેમ–ભક્તિથી, ભરપુર યુદ્ધ આદરવાં છે;
મુક્ત કરી ભારત માતાને, સ્વમાન પણ જાળવવાં છે. ૩૪

સ્વરાજ્ય લઇને નથી આપણે, કેવળ લક્ષ્મિ પુજવાની;
પશુબળથી ના અંધ બનીને, અબળ પ્રજાને પીડવાની.
સ્વરાજ્ય જો મેળવશું આપણ, ખરી જગત સેવા કરશુ;
સ્નેહભીના "સત્યાગ્રહ યુધના" દિવ્ય પાઠ આગળ ધરશું. ૩૫

એક પિતાના બધા પુત્ર છે, માનવ સહુ તે શિખવશું;
જડવાદ્દોની જડ કાઢીને, નિર્મલ વૃત્તિ ફેલવશું.
દેશી કે વિદેશી ભેદો, ભૂલવી સહુ ભેગા કરશુ;
ભરી અંજલી અમૃત કેરી, પુનઃ જ્ઞાનમય જગ કરશું. ૩૬

પ્રેરક સૌરભ પ્રભુ પ્રેમની, ભૂમંડળ' ફરકાવીશું;
બની સહોદર સકળ સૃષ્ટિના ભારતકુખ દિપાવીશું.
અધમ ભાવનાથી લલચાઇ, ભાન નહિ ભૂલી જઈશું;
"સત્ય" પ્રેમના સંગે રાચી, વૃત અહિંસાત્મક લઈશું. ૩૭



રાગ ચાલુ.

બ્રિટ્રાનિયા, પાતાલ નિવાસી, જપાન જોરે ચઢતા જાય;
સાધન સંપન્ન બની જગતમાં, એક બીજાથી જબરા થાય.
ભારત ભૂંડી હજુ ન મટતી, કારણુ તેનું એક કળાય;
ગૌહત્યા આ દેશ વિષેથી, હજુ જરા ઓછી ના થાય. ૧
વિધવાઓ બહુ હાય વદે છે, બાળ લગ્ન ના ઓછાં થાય;
ઉચ્ચ કુળના સજ્જન પુરૂષો, કન્યાના વિક્રય દિલ ચ્હાય.
કોમી ઐકય અમીરસ મુકી, નિત નિત લઢતાં જુદા થાય;
ગૌહત્યા આ દેશ વિષેથી, હજુ જરા ઓછી ના થાય. ૨
ધર્મ ભૂલી જઈ ઢોંગ પુજામાં, અવનતિ એજ ઉતરતા જાય;
રાગ, દ્વેષ, છળ, કપટ વિગેરે, પ્રગટાવે છે પ્રતિદિન લ્હાય.
હિંદુઓ અસ્પૃશ્ય ગણે છે, સાત ક્રોડને કયમ સંખાય;
અંત્યજ બહુ હેરાન થયાથી, મુસલમાન ઈસાઈ થાય. ૩
સ્હેજ સાજ છુટ છાટ ન મૂકે, જરી વાતમાં બહુ ચીડાય;
મુસલમાનને હિંદુ વચ્ચે, હજુ ઐકય ના લેશ જણાય.
વૈષ્ણવની તો વાત કહું શી, પડછાયો પડતાં અભડાય;
પરદુઃખ દેખી આંખ મિચમણાં, કરી છટકવા દિલમાં ચ્હાય. ૪
બ્રાહ્મણ તો બામણ થઈ બેઠા, લાડુ માટે લડવા જાય;
ચોરે ચૌટે હરેક સ્થળમાં, નાહક પરની નિંદા ગાય.
સંસ્કૃતનો ના શબ્દ સમજતા, અચરે અચરે રામ ભજાય;
જીભના જોરે જગત હલાવે, વૈદ, જોશી થઈ માગી ખાય. ૫
જૈન અહિંસા ધર્મ ભૂલી જઈ, વસ્ત્ર વિદેશી પર મોહાય;
પહેરેલાં પટકુળો ઉપર, ચરબીની કાંજી દેવાય.
પીળો ચાંદલો કરે ઘણા પણ, દાંભિકતા ના દિલથી જાય;
જૈન બંધુઓ ખાદી પહેરો, ધર્મ તમારો ત્યાં સચવાય. ૬
ધર્મસ્થાનમાં પવિત્ર ખાદી, હજુએ ના નજરે દેખાય;
પ્રભૂ પ્રતિમા પવિત્ર સુંદર, ચરબીનાં વસ્ત્રે અભડાય.
વસ્ત્ર વિદેશીના વ્યાપારે, પૈસા બહુ પરદેશે જાય;
"ઘરનાં છૈયાં ઘંટી ચાટે." પશુબળ પ્રેમી તાજા થાય. ૭

# વાંચકો પ્રત્યે.

જનસમાજ પાસે અમારી જાહેર વિજ્ઞપ્તિ એકવાર મુકયા પછી સાર્વજનિક હિતકર તથા પ્રિયકર સંગિત સાહિત્ય રચી પ્રસિદ્ધ કરવાનું કામ અમે અમારી "વિવિધ કાવ્યમાળા" દ્વારા શરૂ કરી દીધું છે. આ કાવ્યમાળાની ઉપયોગિતા જોઇ તેના વાંચનનો પ્રચાર ગુર્જર ભાષા જાણતા તમામના ઘરમાં સહેલાઇથી થઈ શકે એ હેતુથી અમે આ કાવ્યમાળાને વખતોવખત પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે જેથી તેના વાંચનનો લાભ દરેકને ફકત નજીવી કીમતમાં મળી શકશે.

અમારા તરફથી આ કામને ચાલુ રાખવા સારૂ "શ્રી લેખકવૃત્તિ ફંડ" ની યોજના કરવામાં આવી છે તેના નિયમો નીચે મુજબ છે.

(૧) આ ફંડનાં નાણાંનો ઉપયોગ અમોએ રચેલા તથા પસંદ કરેલા સાહિત્યને વખતો વખત પ્રસિદ્ધ કરવામાં થશે.

(૨) આ ફંડમાં અગાઉથી ઓછામાં ઓછા ચાર આનાથી માંડીને યથાશક્તિ નાણાં ભરનાર દરેક ગ્રહસ્થને ફંડની છાપેલી પહોંચ આપવામાં આવશે અને તેણે ભરેલાં નાણાંની કીમત જેટલું સાહિત્ય જેમ જેમ અમારા તરફથી પ્રસિદ્ધ થતું જશે તેમ તેમ કેવળ વિના મુલ્યે આપવામાં આવશે.

(૩) આ ફંડમાં નાણાં ભરાવી આપવામાં યથાશક્તિ મદદ આપનારને તેના કામની યોગ્યતા મુજબ યોગ્ય સાહિત્યથી નવાજવામાં આવશે.

અંતમાં અમે આશા રાખીએ છીએ કે જનસમાજ અમારા આ પ્રયાસને ઉલટભેર વધાવી લેશે અને દરેક યથાશક્તિ "લેખકવૃત્તિ ફંડ" ને મદદ કરી અમો તરફથી પ્રસિદ્ધ થતા સાહિત્યના વાંચનનો જરૂર લાભ ઉઠાવશે.

ઠે. ૩૯૬૪ રૂપાલવારની પોળ–જમાલપુર, અમદાવાદ.

લી. પ્રજાસેવક,
ભટ્ટ સત્યનારાયણ હરિલાલ

આદર મળો કે ના મળો, અમને કશી પરવા નથી,
કંઇ ફળ મળો કે ના મળો. તે જાણવા ઇચ્છા નથી;
પરહિત કાજે જીવવું, સદ્ધર્મને વળગી રહી,
કરવા સફળ બસ જીવન આ, કર્તવ્ય કરવું છે સહી.

---

ગૌરવશાળી ગાંધીયુગનો પ્રચાર કરતી

અમારી

# "વિવિધ કાવ્યમાળા"

ના આજેજ ગ્રાહક બનો.

---

## સોંઘા ભાડે સિદ્ધપુરની યાત્રા સમજજો !

અત્યાર સુધીમાં (૧) પટલાણીનો સત્યાગ્રહ (પંચાખ્યાથી કથા) (૨) કુરબાનીની કહાણી. (૩) ગાંધીયુગનું ગૌરવ યાને મુરલીધરની હાકલ રચાઇ તૈયાર થયાં છે. અમારા લેખકવૃત્તિ ફંડમાં ઓછામાં ઓછા ચાર આનાથી માંડીને નાણા ભરનાર દરેકને તેમણે ભરેલા નાણાંની કિમત જેટલું સાહિત્ય અમે વિના મુલ્યે આપીશું. તા. ૩૦ મી એપ્રિલ ૧૯૨૪ સુધીમા રૂ. ૧) અને તેથી વધુ નાણા સહરકુ ફંડમા ભરનારને ભરેલા નાણાંની સવાગણી કિમતનું સાહિત્ય અમો કેવળ વિના મુલ્યે આપવા ઇંતેજાર છીએ. આજેજ લેખકવૃત્તિ ફંડમાં નીચેના સિરનામે નાણાં મોકલી આપો. અને વાચનનો અમુલ્ય લાભ જરૂર લો.

ઠે. ૩૯૬૪, રૂપાસવારના પોળ,
જમાલપુર—અમદાવાદ.

લી. પ્રજાસેવક,
ભટ્ટ સત્યનારાયણ હરિલાલ.